सत्यमेव जयते.

# અંત્યજોને ચેતવણી.



દાનવીર શેઠ ગણપતભાઇ ઝવેરભાઇ, વેલાનોવાસ-અમદાવાદ.

—: અનુક્રમણિકા :—




પ્રત ૧૦૦૦ સને ૧૯૩૧

પ્રકાશક:—કોમી સેવક સેવાનંદ.

ઠે. દરીઆપુર કીંમત રૂ. ૦—૧—૦ અમદાવાદ



પૂ. ડૉ. આંબેડકર સાહેબના માનપત્ર પ્રસંગ 'નવયુવક' મંડળ તરફથી લેવાએલો ફોટો દરીઆપુર અમદાવાદ, તા. ૨૮-૬-૩૧

૧૫૯૬૭ सत्यमेव जयते.

# અંત્યજોને ચેતવણી.

## અભિનંદન પત્ર.

### શ્રીમાન ડૉ. આંબેડકર એસ્કવાયર

**એમ. એ. પી. એચ. ડી. બેરીસ્ટર, એટ. લૉ. એમ. એલ. સી.**

**મહાશયજી,**

ગુજરાતના પાટનગર અમદાવાદમાં થએલી પધરામણી પ્રસંગે આપને અંતઃકરણ પૂર્વક આવકાર આપતાં અમને ઘણો હર્ષ થાય છે આપની પધરામણીથી અમને જે હર્ષ થયો છે તે વ્યકત કરવાને અમને શબ્દો જડતા નથી. **આપના આગમનથી અમારો હર્ષોદધી ઉભરાઈ ગયો છે.** અમારા આમંત્રણને માન આપીને અત્રે પધાર્યા છો, અને અમારૂં માનપત્ર લેવાનું સ્વીકાર્યું છે, તે અમારા સદ્દભાગ્ય છે. આ શહેરમાં અછુત ભાઇઓની સંખ્યા ઘણી મોટી છે. તેઓ બહુધા મીલોમાં કામ કરી પોતાનો નિર્વાહ કરે છે. એમનામાં કેળવણીનો અભાવ છે.

**મહાશયજી,**

આપ અમારા માટે આત્મભોગ આપી તથા અવિશ્રાંત પરિશ્રમ ઉઠાવી જે લડત ચલાવી રહ્યા છો તે બદલ અમે આપ સાહેબના ઋણી છીએ, જાતિ ભોગ આપી અછુત ભાઇઓની ઉન્નતિ માટે દેશના જુદા જુદા ભાગોમાં ભ્રમણ કરી અમારા હકો માટે આપ જે મજબુત લડત ચલાવી રહ્યા છો તેની અમને કદર છે. ભૂતકાળમાં ઉંચવર્ણના હિંદુઓએ અમારી સાથે જે વર્તણુંક ચલાવી છે, અને આજે પણ ચલાવી રહ્યા છે, તે તરફ જોતાં અમે સ્હેજે સમજી શકીએ છીએ કે, જો અમે ભારતવર્ષમાં અમારૂં અસ્તિત્વ ટકાવી રાખવા માંગતા હોઈએ, અરે, જો અમે આઝાદ હિન્દમાં આઝાદિથી રહેવા માંગતા હોઇએ, તો અમારે માટે ઉચિત એજ છે કે અમારે બીજા ઉપર આધાર રાખીને બેસી ન રહેતાં અમારે અમારા પગ ઉપર ઉભા રહેતાં શિખવું જોઇએ. અને અમારા હકોને માટે મજબુત લડત ચલાવવી જોઇએ. અમારી સાથે સમાનતાની વાતો કરવામાં આવે છે, અમને ભાઇ તરીકે ઓળખાવવામાં આવે છે. પણ એમાં અમને ઉંચ વર્ગના સ્વાર્થની ગંધ આવે છે. અરે પોતાની સ્થિતિ મજબુત બનાવી લઇ **હકો મેળવવાની આ તેમની સોનરી જાળ** છે. કયાં છે એ કહેવાતી સમાનતા? આ સુધરેલા સમયમાં પણ અમારો પડછાયો સરખો પણ વર્જ્ય ગણાય છે. અરે જો પ્રાચીન સમયના અને

જુના રિતરિવાજવાળા હિન્દુઓ તરફથી એ રીતે વર્તવામાં આવતું હોત તો, અમે પણ કહી શકત કે જુની ઘરેડ ઉપર ચાલનારાઓ અમારી સાથે એવી વર્તણુંક ચલાવે છે, પણ અમને કહેતાં ખેદ થાય છે કે પાશ્ચાત્ય કેળવણીથી વિભુષિત થયેલાં ૨૦ મી સદીના કેળવાયેલાં હિન્દુઓ પણ અમારી સુગ રાખે છે. **અમારે માટે તેમના મંદીરોનાં દ્વાર બંધ છે. અમને તેમના કુવાઓમાંથી પાણી ભરવા દેવામાં આવતું નથી.** અમારા બાળકોને તેમની શાળાઓમાં દાખલ કરવામાં આવતા નથી, શું આનુ નામ સમાનતા? **આજે ન્યાયી બ્રિટીશ સરકારનું રાજ્ય હોવા છતાં** જ્યારે અમારી સાથે એવી વર્તણુંક ચલાવવામાં આવે છે ત્યારે અમને ભય છે કે માગ્યા મુજબ સ્વતંત્રતા મળી ગયા પછી તેઓ શું નહિ કરે? ભૂતકાળનો ઇતિહાસ તેની સાક્ષી પુરે છે.

આવા સઘળા સંજોગો જોતાં અમને લાગે છે કે અમારે અલગ રહીને જ અમારા હકો માટે લડત ચલાવવી જોઇએ અને અલાહેદા હકો માંગવા જોઇએ અમને સંપુર્ણ આશા છે કે આપ અમને એ કામમાં ખરેખરી મદદ કરશો.

**મહાશયજી !**

પ્રથમ વર્તુલ પરિષદમાં આપે અમારા તરફથી જે સુંદર કામ કર્યું છે તે કોટિ ધન્યવાદને પાત્ર છે. અને અમે આશા રાખીએ છીએ કે આગામી વર્તુલ પરિષદમાં પણ આપ એમજ સુંદર સેવા બજાવશો અને અમારો અવાજ મજબુતાઇથી રજુ કરશો. ભારતમાતાના સાચા સુપુત્ર ભારતમાતાની સ્વતંત્રતા માટે પણ આપે આપનાથી બનતું કર્યું છે. તે બદલ આપને હાર્દિક ધન્યવાદ ઘટે છે.

**ઓ રણશૂરા ભડવીરો!**

આપે મરેલી અછુત કોમને સજીવન કરી, હિંદુઓના સામે સત્યાગ્રહના મોરચા માંડતા શિખવ્યું છે. વિદ્વાન હોવા છતાં, એક લડવૈયા બહાદુર સિપાઇની માફક રાત દિવસ ખડે પગે ઘુમી જે જાગૃતિ આણી છે તે ભવિષ્યના ઇતિહાસમાં સોનેરી અક્ષરોથી ટંકાઇ રહેશે, અને અન્ય કાર્યકર્તાઓને આપને પગલે ચાલવાનો રસ્તો મોકળો થયો છે એવી અમે આશા રાખીએ છીએ.

છેવટે અમારા આમંત્રણને માંન આપી આપે અત્રે પધારવાનો જે શ્રમ લીધો છે. અને આજે અમને આપની અમૃતતુલ્ય વાણી સાંભળવાની જે અમુલ્ય તક આપી છે તે બદલ અમે આપને ખરા હૃદયથી ધન્યવાદ આપી ફરીથી આભાર માનીએ છીએ. **પરમકૃપાળુ પરમાત્મા આપને લાંબુ આયુષ્ય અર્પી સુખી રાખો** એજ અંતિમ યાચના.

તા. ૨૮–૬–૩૧ લી૦

દરીયાપુર
અમદાવાદ

**અમો છીએ આપના આભારી નવયુવક મંડળના કાર્યવાહકો અને દરીયાપુર મહોલાના આગેવાનો.**



# અંત્યજોના અગ્રગણ્ય નેતા ડૉ. આંબેડકર સાહેબની અમદાવાદમાં પધરામણી.

જગત વિખ્યાત ડૉ. આંબેડકર સાહેબ, તા. ૨૮–૬–૩૨ ની સવારે અમદાવાદમાં કે જે ગુજરાતનું પાટનગર છે, ત્યાં ચાલતી ડિપ્રેસ્ડ ક્લાસ હોસ્ટેલમાં કામકાજ માટે પધાર્યા હતા. તેઓનો સત્કાર કરવા અમદાવાદમાં વસતા લગભગ તમામ અંત્યજ આગેવાનો અને મહારાષ્ટ્રિઓ અને **અંત્યજ ગણાતા આ કોમની ઉછીતી આગેવાની ધરાવનાર કેટલાક દાંભિક અંત્યજ આગેવાનો તથા એક ટુકડા રોટલી માટે પેટ ભરનાર તથા પડદા પાછળ ખેલ કરનાર ખેલાડીઓ** તથા ઇતર સમજુ સજ્જનો પણ સ્ટેશનપર હાજર થયા હતા. પોતાની જાતના એક વિદ્વાન નરશ્રેષ્ટ, **અને** જાતિ માટે **આત્મભોગ** આપનારનું સ્વાગત કરવું કોને ઉચીત ન લાગે? તેમના સ્વાગત માટે સ્ટેશન ઉપર હજારો અંત્યજોની પડાપડી થઇ રહી હતી. પરંતુ દિલગીરીની વાત એ છે કે અમદાવાદના ઉચ્ચ મનાતા–આવી ભાવનાવાળા હિંદુઓ તથા અંત્યજ કોમના દાંભિક, માનખાઉ, ઉછીતી આગેવાની ધરાવતા તથા **પડદા પાછળ ખેલ ખેલનાર ખેલાડીઓ તરફથી રાયખડ અંત્યજવાસના** પંદરવીસ અભણ છોકરાઓને ઉશ્કેરી કાળાવાવટા લેઇ સ્ટેશનપર મોકલવામાં આવ્યા હતા. આ અજ્ઞાન છોકરાઓને. ડૉ. આંબેડકર સાહેબ તરફ સહાનુભૂતિ દર્શાવતા સમજુ અંત્યજ આગેવાનો તરફથી તથા અમદાવાદ 'નવયુવક મંડળ' ના કાર્યકર્તાઓ તરફથી તથા ઇતર કોમના સમજુ વર્ગ તરફથી **સમજુત આપ્યા છતાં** તેમને દોરી સંચાર કરનારાઓના **દુરાગ્રહથી** તેઓએ પોતાની હઠ છોડી નહી. જેથી કેટલાક સમજુ અંત્યજ આગેવાનોના **હૃદય કકળી ઉઠયાં.** જેને લઇને સ્હેજ રહાજ ધાંધલ થવા પામી હતી. અને કેટલા નવયુવાનોએ તેમના **વાવટા ઝુંટવી લઈ** સાધારણ **મેથીપાક આપ્યો હતો.** આ વખતે પોલીસ વર્ગનો બંદોબસ્ત ઘણો સારો હોવાથી વધુ છમકલું થવા પામ્યું નહોતું. તેમના કાળા વાવટા જમીન દોસ્ત થયા હતા ને આથી કાળા વાવટા દેખાડવાનો કે કંઇપણ જાતનો દેખાવ કરવાનો તેમને પ્રસંગ મળ્યો નહોતો. જાત તરીકે પણ અંત્યજો પોતાના મહેમાનનું સ્વાગત કરે એ અમદાવાદના આવી ભાવનાવાળા પડદા પાછળ ખેલ કરનાર ખેલાડીઓને ન રૂચ્યું. પ્રભુ સર્વને સદ્દબુદ્ધિ આપે અને ભવિષ્યમાં આ કોમના આવા સાચા નીડર અંત્યજ આગેવાનો પ્રત્યે આવા કૃત્યો કરી કાયમને માટે કાળીટીલી વહોરી ઇતિહાસમાં આવી અમરકિર્તિ ન વહોરે તથા હવે પછી પોતાની ભૂલો સુધારી આવી ચાલ બાજીઓ ખેલવાનો પ્રસંગ ન લાવે તેવી આશા રાખવામાં આવે છે.

પુ– **ડૉ. આંબેડકર સાહેબ** અમદાવાદ સ્ટેશને ઉતરતાંજ પ્લેટફોર્મ ઉપર તેમને જુદાં જુદાં મંડળો તથા મહોલ્લાઓ અને જાતિ હિંતચિંતકો તરફથી ફુલહાર, કલગીથી–સત્કારવામાં આવ્યા હતા. આગેવાનો વિગેરેની ઓળખાણ કરાવ્યા પછી **ડૉ. આંબેડકર સાહેબની જયના પોકારો વચ્ચે** તેઓની મોટર લાલ બંગલે ઉતારાપર હંકારી જવામાં આવી હતી ઉતારાપર પહોંચ્યા પછી ઘણા ખરા અંત્યજોના ફુલહાર થયા હતા. ચા, પાણી, નાસ્તો કર્યા બાદ તેઓ દરીઆપુર–મહોલ્લામાં **'નવયુવક મંડળ' તથા ત્યાંના આગેવાનો તરફથી અપાવાના માનપત્રના મેળાવડામાં નવ વાગે ગયા હતા.**

તેમાં તેઓશ્રીને ચાંદીના સુંદ કાસ્કેટમાં માનપત્ર આપવામાં આવ્યું હતું. માનપત્રના વળતા જવાબમાં તેમણે જણાવ્યું કે, ભાઇઓ અને બ્હેનો ! તમે મને જે માનપત્ર આપ્યું છે, તે બદલ હું **નવયુવકમંડળ અને દરિઆપુર મહોલ્લાના આગેવાનોનો ઉપકાર માનું છું.** મારી જે સ્તુતિ તમે માનપત્રમાં કરી છે તેના માટે હું તેટલો લાયક નથી. છતાં થોડા વર્ષથી જે કાંઈ જાતિ સેવા કરૂં છું તે બદલ તમે મને માનપત્ર આપ્યું તો તે ઠીક છે. હું **વચન આપુછું કે આપણી કોમના ઉદ્ધાર માટે મારાથી બનતું કરીશ.** અમદાવાદ શહેર આખા હિંદુસ્તાનમાં રાજકીય બાબતોનું કેન્દ્ર સ્થાન થઇ પડયું છે. અહીં પહેલાં વેપારનીજ વાતો હતી. **પણ મહાત્મા ગાંધીના આવ્યા પછી અહીં રાજકરણની બાબતો શરૂ થઇ.** મારા કરતાં તમે અહિંના રાજકરણ વિશે વધુ જાણોછો. **જેમણે ખાદી પહેરી છે તેઓ રાજકરણ સારી પેઠે જાણતા હશે.** મને લાગે છે કે, **જેમણે ખાદી પહેરી છે તેઓ મહાત્માજી જે રાજતંત્રને માને છે તેને એ કંઇ પણ જાણતા નથી.**

સત્ય શું છે તે જાણે, સત્યનો આગ્રહ કરીને બેસે તો જરૂર જીત મેળવે ગાંધીજીની આગળ બળવાન બ્રિટીશ સરકાર પણ નમી ગઇ છે. તમે બધા ગાંધીજીના રાજકારણને માનોછો. તો હું તમને પુછું છું કે **તમે તમારા ઉદ્ધાર માટે શું કર્યું છે?** મહાત્મા ગાંધી તમને સત્યાગ્રહ કરીપર તંત્રતા દૂર કરવા કહે છે. પણ તમારા પાણી પીવાના કુવાઓ માટે તથા **અસ્પૃશ્યતા દૂર કરવા માટે તેમણે શું કર્યું છે ? ઘણાખરા આપણા અંત્યજ ભાઈઓ મારાથી નારાજ છે, પણ હું તેમનાથી બીતો નથી. તેમના કરતાં જે ઉચ્ચ અને મોટા મનાય છે તેમનાથી પણ હું ડરતો નથી.**

તમે કહોછો કે દેશના માટે કરવું જોઇએ પણ હું તમને પૂછું છું કે, **આ દેશ તમારો છે? જોઇએ એની શી ખાત્રી ?** તમને માણસ ગણવામાં આવતા નથી. તમારી જમીન માટે પણ તમારે અદેખાઇ થતી હોય, તમને ચાલવાના રસ્તા પણ ન હોય. આવા માણસો શીરીતે કહી શકે, કે **દેશ અમારો છે.**

બ્રાહ્મણ, વાણીયા, અને પાટીદાર ભલે કહે પણ જેનો પડછાયો સુધ્ધાંત ન લેવામાં આવે તે શા આધારે કહે કે મ્હારો દેશ છે. એમ કહે ? આમ હોવા છતાં જો તમે મ્હારો દેશ કહો અને તેના માટે આંધળુ ઝંપલાવી મરવા તૈયાર થાઓ તો તમે કાંતો સાધુ કે મૂર્ખ છો,. એમ મારૂં માનવું છે. **મહાત્માજી માત્ર હિંદુ મુસલમાનનું શું કરવું,** શીખ અને હિંદુઓનું શું કરવું એ પ્રશ્નજ ચર્ચાવી રહ્યા છે. મહાત્માજી કહેતા હતા કે જ્યાં સુધી એક સંપી નહિ થાય ત્યાં સુધી કોન્ફરન્સમાં નહિ જાઉં. છતાં તેમને તેમની કોન્ગ્રેસકમિટી કોન્ફરન્સમાં મોકલે છે હું **તેમના પહેલો કોન્ફરન્સમાં ગયો હતો.** પણ તે માત્ર આપણી જાતિની ઉન્નતિ માટે ગયો હતો. મને વિશ્વાસ છે કે **સરકાર મારી જાતિને કાંઇ સારો લાભ આપશે.** તેથીજ ગયો હતો. હું જાતિના પ્રશ્નને લઇનેજ મ્હારી કમાણી છોડીને ગયો હતો. **મહાત્માજી અંત્યજો માટે કાંઇ ખાસ સીકયુરીટિ કેમ બહાર નથી પાડતા ?** જે માણસની સાથે અથવા સમાજની સાથે રહેવું છે તેની સાથે પહેલાં ઠીક કરી લેવું જોઇએ. કરાંચીમાં **મહાત્માજીએ બાવીસ કલમોનું જાહેરનામું બહાર પાડયું છે.** એમાં જેને વિશ્વાસ છે તેને હું પુછું છું કે એની અમલ *બજાવણી કોના હાથમાં છે ?* જો એ અમલ બજાવણી અમારે કરવાની હોય, તો હું તેને

કબુલ કર્યું: જેમના હાથમાં અમારી આભડછેટ છે, તે બોતેર કલમોનું જાહેરનામું કાઢે તો પણ તે શા કામનું? જે બાવીશ કલમો એ કહે છે તેનો અમલ ન થાય તો શિક્ષા કરવાની કોના હાથમાં? જો કોન્ગ્રેસના હાથમાંજ રાજ આવે અને અંગ્રેજ સરકાર ચાલી જાય તો પછી લખેલા બાવીસ મુદ્દાઓ ચોપડીમાંજ રહી જાય. જે હિંદુઓએ ધર્મશાસ્ત્રોની અવગણના કરી છે તેને બાવીસ મુદ્દાની અવગણના કરતાં શીવાર? દેશના માટે મેં રાઉન્ડ ટેબલ-કોન્ફરન્સમાં સહુના કરતાં ઘણું કર્યું છે. દેશના ભલા માટે જેટલી મેં તકરાર ઉઠાવી છે અને લડ્યો છું તેટલું કોઇ લડયું નથી. મેં જેટલી અંગ્રેજી રાજ્ય માટે ટીકાઓ કરી છે તેટલી ભાગ્યેજ બીજા કોઇ હીંદીએ કરી હશે. મને કહેવાદો કે હું જેટલો સ્વતંત્ર છું તેટલો બીજો કોઈ નથી. આપણો દેશ જલ્દી સ્વતંત્ર થાય તે હું ઇચ્છુંછું. પરંતુ તે સાથે આપણી કોમની ઉન્નતિ તેના પહેલી થાય તે હું વધુ ઇચ્છુંછું. માણસની જીંદગી ટુંકી છે તેટલા વખતમાં બીજી બાબતોમાં વધુ નહિ પાડતાં જાતિની ઉન્નતિ થાય તે સૌથી વધુ ઇચ્છુંછું.

અંબાલાલ સારાભાઈ વિગેરે જે મિલોવાળા કાંગ્રેસને સાથ આપે છે, તે માંચેસ્ટરનો માલ અહિં ન આવે અને એમની મિલોનોજ માલ ખપે તેટલા માટે તેઓ મદદ કરે છે. સ્વાર્થ દરેકને જ્યાં ત્યાં દોરી જાય છે. મને પણ મારી જાતિની ઉન્નતિ જલદીથી થાય એ સ્વાર્થ સૌથી પહેલો છે. છેવટે તમારો સર્વનો ફરીથી આભાર માની બેસી જાઉંછું.

પછીથી 'નવયુવકમંડળ'માં પંડિત કૃષ્ણદાસ નથુરામ શર્માએ વગર પગારે સારું કામ કર્યા બદલ તેમને મંડળ તરફથી ચાંદીનો ચાંદ ડૉ. આંબેડકર સાહેબનાં શુભ હસ્તે અર્પણ કરવામાં આવ્યો હતો.

આ વખતનો દેખાવ ઘણોજ આનંદદાયક હતો. સભામાં ઈતરકોમના ભાઇઓએ તથા નામદાર સરકારના અમલદારોએ આ સભામાં સારો ભાગ લીધો હતો. છેવટે બે ત્રણ સ્થાનિક ભાઇઓનાં વિવેચનો થયા બાદ ફુલહાર થઈ ફોટો લેવાયો હતો. મનરંજન બેન્ડની વિદાયગીરીની સલામી સાથે સભા વિખરાઇ ગઇ હતી.

તેજ દિવસે સાંજના ૭ વાગે પ્રેમાભાઇ હોલમાં પૂ. ડૉ. આંબેડકર સાહેબનું જાહેર ભાષણ હતું તેમાં પૂ. ડૉ. આંબેડકર સાહેબે ભાષણ કરતાં જણાવ્યું કે, અમદાવાદમાં હું મારા રાજકીય પ્રચાર માટે આવ્યો નથી. આથી તમે એમ ન માનતા કે રાજકીય બાબતમાં હું કોઈથી ઉતરતોછું. રાજકીય બાબતોની જાહેર ચર્ચા માટે મને કોઇની બીક નથી લાગતી. મારું રાજકરણ મેં કોઈની પાસેથી ઉછીતું નથી લીધું. હું રાજકરણના આગેવાનોને કહેવા માંગુછું, કે તેમનાથી કદાચ વધારે તો નહિ છતાં તેમના જેટલો તો મારો અભ્યાસ છેજ. મારી ખાત્રી છે કે તેની ચર્ચામાં કોઇની સાથે બેસું તો તેમાં પાછો ન પડું. હું જાહેરમાં કહેવા માંગુછું કે, હું ગાંધીજીનો અનુયાયી નથી. હું તેમને મહાપુરૂષ તરીકે માનુંછું. તેમના રાજકારણના માર્ગને ઉપાયકારક માનુંછું. પરંતુ અંત્યજો માટે જે કરવું જોઇએ, તેમના હિત માટે હાલમાં કે સ્વરાજ્યમાં જે કાર્ય કરવું જોઇએ તે સબંધમાં મારામાં અને ગાંધીજીમાં ફેરફ છે. ગાંધીજી મહાત્મા છે. પણ તેમના વિચારો હું ધરાવવા રાજી નથી. રાજકારણની બાબતમાં મહાત્મા ગાંધીજી શું પણ ખુદ પરમેશ્વર પણ મને આવીને મારા વિચારો ફેરવવા કહે, તોપણ હું ન ફેરવું. આના સબંધમાં મારા વિચારો આજે નહિ કહું.

બીજી વખત બોલાવશો તો કહીશ. અહીંની અંત્યજ બોર્ડિંગની વ્યવસ્થા મુંબાઈ જેટલે લાંબેથી થઈ શકે તેમ નહિ લાગવાથી મેં તેની જવાબદારી અહીંના કાર્યકર્તાઓને સોંપી છે. તેમને તમે મદદ કરજો. તમે રાજકરણમાં ઘૂસ્યાછો તે ઠીક છે. તે મહત્વનું છે. કેળવણી વિનાનો **સમાજ નિત્ય સેવકધર્મજ કહે તેને સેવા સિવાય બીજી પદવી સોંપીજ ન શકાય.** તમે રાજકારણ કરજો પરંતુ રાજકારણનો આખરી લાભ ઉઠાવવો હોય અને સત્તા મળે તો-જો કે મને તો સંશય છે, અને તેજ કારણથી **મારે ગાંધીજી સાથે મતભેદ છે. તેના ઉપયોગ માટે જ્ઞાન આવશ્યક છે રાજકીય બાબતમાં અહિંના અંત્યજોમાં બે પક્ષ** છે. આવા સંજોગોમાં ભાષણ કરી પક્ષો ઉભા કરવામાં હું શોભા નથી જોતો. ભાઈઓ, છતાં પણ મારે મારા વિચારો જણાવ્યા વિના નથી ચાલતું. તમે કોઈને પણ પગે લાગો. પણ એક વાત ધ્યાનમાં રાખજો; કે જે **માણુસસાથે તમે જોડાયા છો તે તમને લાભ આપશે કે કેમ ?** આ બાબતપર ખુબ વિચાર કરજો. છેવટે તમે મને શાંતિથી સાંભળ્યો તે બદલ ઉપકાર માનુંછું. આટલું બોલી બેસી જવા રજા માગુછું.

ત્યારબાદ રાતના સાડાઆઠ વાગે સહીબાગમાં મહારાષ્ટ્રીય ઐક્ય "હિતવર્ધક" મંડળ તરફથી કરવામાં આવેલા મેળાવડામાં ડૉ. સાહેબ પધાર્યા હતા. ત્યાં પ્રસંગોચિત વ્યાખ્યાન કરી ચાપાણીનો નાસ્તો લઈ ૮-૫૫-ના મેઈલમાં મુંબાઈ જવા ઉપડી ગયા હતા. તે વખતે સ્ટેશનપર સ્થાનિક આગેવાનો તરફથી વિદાય આપવાને સારી હાજરી એકઠી થઈ હતી. **પડદા પાછળ ખેલ કરનારાઓએ** પણ સાથ આપી ડૉ. સાહેબનું અભિનંદન કર્યું હતું. **પેપરોમાં જે પાછા જાવની ગપો આવી છે તેને કોઈએ સાચી માનવી નહિ. 'કારણ કે 'એ' બિચારા પાછા જાવકે વાવટા બતાવી શક્યાજ નથી.** તોપછી બીજી વાતજ શી ? ખરેખર સુરજ સામે ધૂળ ઉડાડવાથી સુરજ ઢંકાઈ જતો નથી પણ તે ધૂળ ઉડાડનાર મુર્ખની આંખોમાંજ ધૂળ પડે છે તે નક્કી સમજવું. પરમાત્મા આવા સદેદ સીતમગરોને સુબુદ્ધી આપે એજ અંતિમ યાચના.

**લી. કોમી. શેવક શેવાનંદ.**

---

# મહાત્મા કે મુત્સદ્દી !

પ્રાચીન ભારતની જાહોજલાલી તરફ પળવાર દષ્ટિપાત કરતાં આપણને સ્હેજે સમજાશે કે આ દેશમાં પ્રથમથીજ રાજા અને પ્રજા વચ્ચે અખંડિત્ દૈવી પ્રેમ વ્હેતો આવ્યો છે. તેના ઘડેલા કાયદાકાનુન અને નિયમોનુ પ્રજા સમુહથી ઉલંઘન થએલું આપણા ઇતિહાસમાં કોઇપણ પાને લખાએલું જણાશે નહિ.

છતાં અન્ય દેશોના ઉત્તમ ગુણોને ઢાંકી દઇ તેમનો કચરો ગ્રહણ કરતાં હિન્દની પ્રજાને શીખવવામાં આવ્યું છે કે, ભારતના ભૂમી ઉપર કોઇપણ અન્યાયી જુલમી કે અનીતિમાન રાજકર્તાએ લાંબાકાળ સુધી રાજ્ય કર્યું નથી, અને કરી શકશે પણ નહિ. હાલના પ્રતાપી અંગ્રેજ રાજ્ય સત્તાના ન્યાયી અને દયાળુ અમલથી હિંદનો ગરીબ અને દુખી વર્ગ જુલમગારોના વિઘાતક પંજામાંથી કંઇક મુક્ત થવા પામ્યો છે. અને અનેક ગરીબોની આંતરડીઓએ તેને આશીર્વાદ આપ્યો છે. આવી

પુણ્યશાળી શાસનકર્તા પ્રજા સામે થનાર અને તેને અન્યાયી કહેનાર પોતે કેટલા ન્યાયી છે તેનો એકવાર શુદ્ધ હૃદયે વિચાર કરવો ઘટે. બીજા પરદેશી છે માટે તે ખોટા છે અને તેમને અહીં રાજ્ય કરવાનો અધિકાર નથી. એ અલ્પવિચારો કુદરતના નિયમ વિરૂદ્ધ છે જે પ્રજા સમાન દૃષ્ટિવાળી છે, જેમની ધાકથી પાપીઓ ધ્રુજે છે અને જેની પાસે વિદ્યા કળા, હુન્નર, આદીનો અખૂટ ભંડાર છે તેવી કોઈપણ પ્રજા પૃથ્વીપર સર્વોપરિ સત્તા જમાવી શકે એમાં નવાઇ શી ?

આજે એવું વાતાવરણ ઉભુ કરવામાં આવ્યું છે કે જાણે બ્રીટીશ સરકારને લીધે પ્રજા ઘણીજ દુઃખી અને કફોડી સ્થિતિમાં આવી ગઇ ના હોય ! આ બાબતે સત્ય શું છે તે બદલ નિચે દ્રષ્ટિપાત કરવાથી સત્ય હકીકત જણાઇ આવશે. સંધીના સુંદરનામ નીચે સ્વરાજ્ય જંગને સમાપ્ત કર્યા પછી વર્તુલ પરિષદમાંથી ઉપજનાર અનીવાર્ય ભાવી માટે હિંદી જનસમુદાયને તૈયાર કરવાની વ્યવસ્થિત પ્રવૃતિ મહાસભાના સરમુખત્યારોએ શરૂ કરી છે. આ પ્રવૃતિનો એક દાખલો મહાત્માજીનાએક લેખમાંથી જડી આવે છે. "સ્વતંત્રતાનું સત્વ અને નહિ કે પડછાયો" એ નામના લેખમાં આ સરમુખત્યાર જણાવે છે કેઃ—

**જો કોમી સમાધાન ન થાય તો વર્તુલ પરિષદદ્વારા સ્વરાજ્ય બંધારણ પ્રાપ્ત કરવાની આશા મહાસભાએ છોડી દેવી.** મહાત્માજીના વચનો વાંચી શું કોઇપણ વ્યકિત અજાયબ નહિ થાય ? તેમણે પહેલાં જાહેર કર્યું હતું કે 'સંધીની સરતોમાં એવું કશું નથી, કે મારે લંડન જવું પડે !' આ શબ્દો ઉચ્ચારવાનો થોડો કાળ વિત્યો નથી એટલામાં મહાત્માજીએ જાહેર કર્યું, કે જો તે લંડન જશે તો માત્ર મહાસભાના દષ્ટિબીંદુ રજુ કરવાજ જશે. આમ ધીમે ધીમે ગોળમેજી પરિષદના અનીવાર્ય નિષ્ફળતા માટે અનુક્રુળક્રમ ઉત્પન્ન કરવાનો અખતરો સફળતાપુર્વક ચાલતો દીસે છે.

## જવાબદારીથી છુટાપણું

સંધીની પુર્ણાહુતી પછી આમવર્ગમાં એવી આશા જન્મી હતી, કે ખરેખર મહાત્માજી ગોળમેજીપરીષદમાં જઈને સ્વરાજ બંધારણને જરૂરજ લઇ આવશે. આ તહનામામાં સમાએલા વિજય વિષે શંકા ધરાવતા અનેક મનુષ્યોને એમ કહેવામાં આવ્યું હતું કે. મહાસભા તો તેજખોળાધરીઓ સ્વીકારશે કે જે ખોળાધરીઓ હીંદના લાભમાંજ હોય. આ શબ્દો બોલતાં તો હજુ સમય થયો નથી પણ આટલા ટુંક સમયમાં હીંદની મહાસભાના પ્રતીનીધી તરીકે વીરાજનાર મહાત્મા ગાંધીએ જાહેર કરી દીધું કે, સલામતીઓ ઉપર શાબ્દીક સંગ્રામ ખેલવાને બદલે, કે વર્તુલ પરીષદમાં સ્વરાજ બંધારણ માટે લડત ઉપાડવાને બદલે, હવે તેઓ ફક્ત લંડન જઈને માત્ર ' મહાસભાનું દષ્ટિબીંદુ જગતને જાહેર કરશે.

## કાંઈજ અર્થ નથી

જો આટલા માટે મહાત્માજી લંડન તરફ જનાર હોય તો તેનો કાંઈજ અર્થ નથી. તેમજ જવાથી લાભ પણ શો ? ખરેખર ગોળમેજીપરીષદની દેખીતી નિષ્ફળતાને ઢાંકવા બદલ જે પ્રયત્નો થઇ રહ્યા છે તેથી શું લાભ ? જો ગોળમેજી પરીષદમાંથી સ્વરાજ પ્રાપ્ત કરવાની જગાએ આશા ન હોય તો, મહાત્માજીના સંધીના કરારોથો શું લાભ હોય તે સમજી શકાતું નથી .

કોમી એકતાના ઓથા નીચે ઉભા રહેવાની પ્રવૃતીનો ત્યારે શું આશય હોઈ શકે જો આપણે સ્વીકારીએ કે કોમી સમાધાન એ સંસ્થાનીક સ્વરાજ માટે પુર્વ શરત હોઇ શકે તો પછી મહાત્માજીના આ શબ્દોનો એકજ અર્થ એ હોઇ શકે કે વર્તુલ પરિષદની નીષ્ફળતા માટેની જવાબદારી તેઓ હવે કોમી વાદીઓ ઉપર ઢોળી પાડી જવાબદારીથી અળગા ખસવા માટે પ્રયત્ન કરે છે.

મહાસભાએ રાજસત્તા પાસેથી સત્તા માગવાને બદલે જે વસ્તુને સારૂં સત્તા જોઇએ તે વસ્તુ માંગશે. અને તે ન મળતાં સત્યાગ્રહવડે તે લડશે. રાજસત્તા આપણે નામને સારૂં નથી જોઇતી. પણ કામને સારૂં જોઇએ છે કામ છે કરોડોની સેવા કરવાનું તેઓની આર્થિક ને નઈતીક, સામાજીક, સ્થીતી સુધારવા રાજ્યની લગામ આજે ન મળતી હોય તો કામ રોકવાની આવશ્યકતા નથી. ( નવજીવન ૨૧-૬-૩૦

આવી આવી બાબતો પડતી મુકી આપણા માટે આપણા દેશના ધર્મધુરંધરો શું કરી રહ્યા છે તે તરફ જરા નજર કરીએ આપણે જોઇ શકીએ છીએ કે રાજા અને પ્રજા વચ્ચેના આ વાસ્તવીક પ્રેમની શુદ્ધ અને પવીત્ર ભાવનાનો જ્યાં સુધી લોપ થયો નથી ત્યાં સુધી ગમે તેટલા સંકટો છતાં હિંદની સંસ્કૃતિ જળવાઇ રહી છે એમ કહેવાય. હિન્દે અત્યાર સુધી નિતી, ઉદારતા, અને રાજભક્તિનો પાઠ દુનિયાને શીખવ્યો છે. પણ અફસોસ સમય બદલાતો ગયો અને એવા સંજોગો ઉપસ્થિત થયા છે કે, તેના એ બધા આદર્શો ઉપર એક વખતે કાળી પીછી ફરીવળી અને બીજાઓનું અનુકરણ હિંદે પણ જાણે અજાણે કે પછી ન છુટકે એ પાશ્ચાત્ય વાતાવરણના વહનમાં વહેવા માંડયું અને એવાજ ઝેરી બીજ અંત્યજ ગણાતી કોમમાં પણ આ કોમના કાંઇક હલદીના ગાંઠીયે ગાંધી બની બેઠેલા સુધરેલા વર્ગે ઉછીતી આગેવાની લઇ માનખાટવા અથવા કોઇ જાતની લાલચને વશ થઈ અથવા તો એક ટુકડા રોટલા માટે જીવન ગુજારવા ખાતર ઝેરી બીજ રોપી જાણે અજાણે અથવા ન છુટકે પોતાના અજ્ઞાન બંધુઓને આંખે પાટા બાંધી દેખાદેખી યાહોમ કરી કુદી પડ્યા-અર્થાત રાજા પ્રજા વચ્ચેના પ્રેમનો રાહ ભૂલાયો અને એક રાજ નિષ્ટ પ્રજા તરિકેની અમરકીર્તીને પહેલ વહેલો ફટકો લાગ્યો. અને સ્વચ્છંદીપણાનો ઝેરી પવન ફુંકાયો. જેમ અમુક નિર્બળ શરીરમાં ભૂતનો પ્રવેશ કરાવી કોઇ જાદુગર જેમ તેમને નચાવે અર્થાત ધુણાવે તેમ આજે હિંદની પ્રજાના મગજમાં **આ મોટા ભુતનો પ્રવેશ કરાવી ઉસ્તાદ ખેલાડીએ તેને એક દોરે નચાવવા તથા કુદાવવામાં બાકી રાખ્યું નથી.** હવે આનું પરિણામ શું આવશે તેતો પરમાત્મા જાણે. પરંતુ વધુ નાચવાથી અને કુદવાથી નિર્બળ શરીરના ગાત્રો શિથિલ થઇ બીમારી લાગુ પડી પરિણામ ભયંકર આવે છે. વળી કાયદા ભંગની ચળવળથી ચારે બાજુએ અશાંતી અને અવ્યવસ્થા ફેલાઈ. શેતાની શકિતઓ નિરંકુશ થવા પામી. પ્રજાની સલામતી ભારે જોખમમાં હોવાનું કોણ નહિ માની શકે ?

આ હિંસાના નામથી ઉપાડેલી ચળવળમાં હિંસાખાઇ કેવી રીતે છુપાઇને બેઠા છે. એ સમજનાર સ્હેજે સમજી શકે છે. કાયદાનો ભંગ કરીને દેશમાં અશાંતી ફેલાવી કઇ પ્રજા સુખી થઈ શકી છે ? ગમે તો તેનો હેતુ અમુક અયોગ્ય કાયદાઓને રદ કરવાનો હોય, કે પછી દેશમાં રામ રાજ્ય સ્થાપવાનો હોવ પરંતુ ખાસ કરીને આવા સંજોગોમાં ગરીબ પ્રજાનો હંમેશાં બંન્ને તરફથી મરો થાય છે.

## પ્રજાની સલામતિ માટે કાયદાની ખાસ જરૂર છે.

પ્રજાની સુખશાંતિ માટે રાજ્ય બંધારણના કાયદા કાનુનો ઘડાયલા હોય છે. એ વાત સૌ કોઇ જાણે છે છતાં ને આપણને આમ કહેવામાં આવતું હોય કે, અમુક કાયદાઓ અયોગ્ય છે માટે તેનો ભંગ કરી રદ કરાવવા જોઇએ. આમ કહેનારાઓ જો ખરેખર જનસમાજના ભલા માટે એ દલીલ રજુ કરતા હોય તો, પછી વર્તમાન હિંદુસમાજ બંધારણના ક્રુર અને જુલ્મી કાયદાઓ (રૂઢીઓ) કે, જેનાથી હિંદના કરોડો ગરીબો કચડાઇ દબાઇને મુંદાઇ ગયા છે. હિંદુસમાજના હાથે તેમનું સર્વસ્વ લુટાઇ ગયું છે, અને પીશાચ વૃતિવાળા આભંદ્ર–ભદ્રોએ જેમને પતિત, અંત્યજ, અને અસ્પૃશ્ય બનાવી દીધા છે, એવા રાક્ષસી સમાજ બંધારણના કાયદાઓને પ્રથમ ભંગ કરવાનું તેઓ કેમ શીખવતા નહિ હોય? આ ઘોર કલંકવાળું સામાજીક તંત્ર કાંયમ રાખી રાજ્યના કાયદા તોડવા ઉભા થવું એ શું શરમાવા જેવું નથી?

પ્રજાનું કલ્યાણ ઇચ્છનાર **જવાબદાર વ્યક્તિઓએ હિંદુ સમાજની આંખમાં પડેલો કચરો પ્રથમ દુર કરવા કહેશે તોજ ખરી વસ્તુ સ્થિતિનું કંઇ ભાન થઈ શકશે.** ખરેખર દીલગીર થવા જેવું એ છે કે હિંદના સાતકરોડ જેટલા તેમના ધર્મબંધુઓનો અનાજ દાબી દઇ કાયમને માટે ગુલામી રાખી, આંખે ઉંધા પાટા બંધાવી સ્વરાજનું તતુડુ કુંકવા લાગ્યા છે. માણસ જેવા માણસને અરે પોતાના ધર્મબંધુઓને હડધૂત કરી તેમના તરફ ધૃણા રાખી સ્વરાજ માંગનાર એવી કઇ પ્રજા સ્વતંત્ર થઇ શકી છે. ક્ષયરોગવાળા માણસની જીંદગી કેટલી ભરોંશાપાત્ર હોય છે. હિંદુસમાજના ફેફસાં અસ્પૃશ્યતારૂપી ક્ષયથી કહોવાઇ ગયેલાં છે. આવા ભયંકર રોગવાળાની શી દશા થાય છે એ સમજુ વર્ગ સ્હેજે સમજી શકે છે.

ગમે તેમ હોય પરંતુ અમે હિંમતપૂર્વક કહી શકીએ છીએ કે વર્તમાન રાજતંત્રમાં સુધારો કરવા ઇચ્છનાર યાને **સ્વરાજ માગનાર દેશનેતાઓએ અસ્પૃશ્યતા નિવારણના પ્રશ્નનો પ્રથમ નિકાલ લાવવોજ પડશે અંત્યજોનુ સ્થાન નક્કિ કરવુંજ પડશે.** તે સીવાય તેમની માંગણીઓ ઇશ્વરની સમાન દૃષ્ટિએ ગેરવ્યાજબી અને **સ્વાર્થીજ ગણાય** એમાં નવાઈ શી? આશા છે કે કોન્ગ્રેસવાદીઓએ હવે અસ્પૃસ્યતા નિવારણ માટે મોરચા માંડી સવીનય ભંગને બદલે **એ કાર્યને ઉપાડી પુરૂ કરે એજ શુભ આશા.**

**લેખક. યૂ. એમ. સોલંકી.**

———

# અમદાવાદમાં ડૉ. આંબેડકર સાહેબની પધરામણી વખતે દરીયાપુરમાં અપાયેલા માનપત્રના ફાળાની યાદી.

| અનુક્રમ નંબર. | નામ. | રકમ રૂ. આ. પાઇ | ઠેકાણું. |
|---|---|---|---|
| ૧ | ભક્ત ગંગારામ પીતાંબરદાસ | ૧૬—૦—૦ | નવતાડ |
| ૨ | માસ્તર હરખાજી માનાજી | ૧૧—૦—૦ | દરીયાપુર |
| ૩ | માસ્તર સોમાભાઇ સુંદરજી | ૧૦—૦—૦ | ,, |
| ૪ | પટણી પરસોતભાઇ મકનજી | ૧૦—૦—૦ | વેલાનો વાસ |
| ૫ | લેઉવા કૃષ્ણલાલ માનાજી | ૧૦—૦—૦ | નવતાડ |
| ૬ | શેઠ ફીસાભાઈ માનાજી | ૧૦—૦—૦ | રાજપુર |
| ૭ | માસ્તર અમથાભાઇ જીવાભાઇ | ૧૦—૦—૦ | રાજપુર |
| ૮ | પંડીત કૃષ્ણદાસ નથુરામ શર્મા | ૫—૦—૦ | દરીયાપુર |
| ૯ | માસ્તર કાળીદાસ ગોવિંદજી | ૫—૦—૦ | રાજપુર–પોતાની ચાલીમાં |
| ૧૦ | મી. જેઠાલાલભાઇ | ૫—૦—૦ | રાજપુર–ફીસા ભલુની ચાલમાં |
| ૧૧ | રીંગરાટર દલપતભાઈ ત્રીકમલાલ | ૫—૦—૦ | ખાનપુર |
| ૧૨ | શેઠ ઇચ્છાભાઇઅમરાજી | ૫—૦—૦ | દરીયાપુર |
| ૧૩ | માસ્તર કુવાભાઇ ભાણાભાઇ | ૫—૦—૦ | દરીયાપુર |
| ૧૪ | માસ્તર બેચરદાસ સવાજી | ૫—૦—૦ | ,, |
| ૧૫ | ,, સોમાભાઇ સવાભાઇ | ૫—૦—૦ | ,, |
| ૧૬ | "નવયુવક" પેટા મંડળ તરફથી મોહનભાઇ ડુંગરભાઇના હસ્તે | ૫—૦—૦ | ,, |
| ૧૭ | રીંગરીટર ગાભાભાઇ ભાણાભાઇ | ૫—૦—૦ | લુણસાવાડ |
| ૧૮ | મી. ત્રીકમલાલ ગંગારામ | ૫—૦—૦ | નવતાડ |

૧૫૮૬૭

| | | | |
|---|---|---|---|
| ૧૯ | આ. જો. નાથાલાલ | ૫—૦—૦ | નરસીંહજીની મીલ |
| ૨૦ | શેઠ ગગડભાઇ | ૫—૦—૦ | દરીયાપુર |
| ૨૧ | માસ્તર લવજીભાઈ જેઠાભાઈ | ૫—૦—૦ | ,, |
| ૨૨ | માસ્તર દાનાભાઇ ભગાભાઇ | ૪—૦—૦ | માધુપુરા |
| ૨૩ | રા. સદાભાઇ વીરચંદ | ૩—૦—૦ | દરીયાપુર |
| ૨૪ | રા. રામજીભાઇ કુસલભાઇ | ૨—૧—૦ | ,, |
| ૨૫ | રા. સદાભાઇ રૂપાભાઈ | ૨—૦—૦ | ,, |
| ૨૬ | રા. નારાયણભાઇ દુલાભાઇ | ૨—૦—૦ | માધવપુરા |
| ૨૭ | મી. આત્મારામ હરજીભાઇ | ૨—૦—૦ | દરીઆપુર |
| ૨૮ | રા. બળવંત લક્ષ્મણભાઇ | ૨—૦—૦ | ખાનપુર |
| ૨૯ | માસ્તર માધુભાઈ ખુશાભાઇ | ૨—૦—૦ | ,, |
| ૩૦ | મી. અંબાલાલ રૂપાભાઇ | ૩—૦—૦ | દરીઆપુર |
| ૩૧ | મી. બહેચરદાસ હરખાજી | ૨—૦—૦ | ,, |
| ૩૨ | માસ્તર જેઠાભાઇ ભગાજી | ૨—૦—૦ | માધવપુરા |
| ૩૩ | મી. સોમાભાઇ કંટ્રાકટર | ૨—૦—૦ | રૂદાલીવાડ |
| ૩૪ | મી. કાલીદાસ હરજીભાઇ | ૨—૦—૦ | હાડકામીલ પાસે |
| ૩૫ | સાધુ પ્રેમદાસ અમરદાસ | ૧—૦—૦ | દરીઆપુર |
| ૩૬ | સદાભાઈ પુરશોતમ | ૧—૦—૦ | ,, |
| ૩૭ | મી. મોહનભાઈ સવાભાઈ | ૧—૦—૦ | રાજપુર |
| ૩૮ | વિરમજી વહાલજીભાઇ | ૧—૦—૦ | હીરાલાલની ચાલી |
| ૩૯ | મી. માનસીંગ જેઠાભાઈ | ૧—૦—૦ | ખાનપુર |
| ૪૦ | મી. હીરાલાલ નારણભાઇ | ૧—૦—૦ | ખાનપુર |
| ૪૧ | રા. હીરાભાઈ ખાનાભાઇ | ૧—૦—૦ | દરીઆપુર |

| | | | |
|---|---|---|---|
| ૪૨ | રા. બીજલભાઇ પુંજાભાઇ | ૧—૦—૦ | દરીયાપુર |
| ૪૩ | રા. માનાજી વીરાજી | ૧—૦—૦ | ,, |
| ૪૪ | રા. મોતીભાઇ વિસરામભાઇ | ૧—૦—૦ | માધુપુરા |
| ૪૫ | રા. રમણભાઈ લાલભાઈ | ૧—૦—૦ | ,, |
| ૪૬ | રા. મણીલાલ પૂ. પરમાર | ૧—૦—૦ | રૂસ્તમ અલીનો ઢાળ |
| ૪૭ | રા, કાલીદાસ પુંજાભાઇ | ૧—૦—૦ | માધુપુરા |
| ૪૮ | રા. ખાતુભાઇ જીવાભાઇ | ૧—૦—૦ | દરીયાપુર |
| ૪૯ | રા. ખુસાલભાઇ મુળજી | ૧—૦—૦ | સદાં જહાંનનો મહોલ્લો |
| ૫૦ | રા. જીવણભાઇ લાલજી | ૧—૦—૦ | ખાનપુર |
| ૫૧ | રા. લાલજીભાઇ | ૦—૮—૦ | કેંપ |
| ૫૨ | રા. માસ્તર વીરાજી સીવાજી | ૨—૦—૦ | ખાનપુર |
| ૫૩ | માસ્તર મુળજીભાઇ મોરારજી | ૫—૦—૦ | ખોખરા મહેમદાવાદ |
| ૫૪ | શેઠ અમરાભાઇ આંબાજી | ૫—૦—૦ | રાજપુર |
| ૫૫ | માસ્તર રામજીભાઇ કેશવજી | ૩—૦—૦ | ,, |
| ૫૬ | રા. બાભઇ હરખાભાઈ | ૧—૦—૦ | ,, |
| ૫૭ | રા. કાલીદાસ દેવજીભાઈ | ૧—૦—૦ | વ્રજવલ્લભપુરા, નરોડા |
| ૫૮ | રા. પૂંજાભાઇ જીવાભાઇ | ૨—૦—૦ | નવતાડ |
| ૫૯ | રા. માવજીભાઇ ઉકાભાઈ | ૧—૦—૦ | ખાનપુર |
| ૬૦ | રા. ખુશાલભાઇ ભાણાભાઇ | ૧—૦—૦ | ચુડીઓળ |
| ૬૧ | રા. જેઠાલાલ નાગરદાસ | ૧—૦—૦ | દરીઆપુર |
| ૬૨ | રા. શકરાભાઈ કાલીદાસ | ૧—૦—૦ | ,, |
| ૬૩ | રા. નરસીહભાઈ દુધાભાઇ | ૧—૦—૦ | ,, |
| ૬૪ | રા. ભાણાભાઈ મકનજી | ૧—૦—૦ | ,, |

| | | | |
|---|---|---|---|
| ૬૫ | રા. જગાભાઇ | ૧—૦—૦ | ,, |
| ૬૬ | ભકત કરશનદાસ ડાહ્યાભાઇ | ૧—૦—૦ | ,, |
| ૬૭ | રા. સોમાભાઇ કાલીદાસ | ૧—૦—૦ | ,, |
| ૬૮ | રા. માધવજીભાઇ કાલીદાસ | ૧—૦—૦ | ,, |
| ૬૯ | રા. રામજીભાઇ ભાણાજી | ૧—૦—૦ | ,, |
| ૭૦ | રા. એક શિક્ષક | ૧—૦—૦ | અમદાવાદ. |
| ૭૧ | માસ્તર આશારામ અંબારામ | ૧—૦—૦ | દરીઆપુર-ડગરવાડો, |
| ૭૨ | માસ્તર મણીલાલ કરશનદાસ | ૧—૦—૦ | દરીયાપુર, |
| ૭૩ | રીટર મણીલાલ પુંજાભાઇ | ૧—૦—૦ | કાલુપુર, |
| ૭૪ | રા. કાનજીભાઈ માનદાસ | ૧—૦—૦ | ખાડામીલ, |
| ૭૫ | રા. શંકરભાઇ રામજીભાઈ | ૧—૦—૦ | ,, |
| ૭૬ | ભકત રામજીભાઇ બહેચરદાસ | ૧—૦—૦ | કાંકરીઆ મીલની ચાલી |
| ૭૭ | રા. કાનજીભાઈ કાયાભાઇ | ૧—૦—૦ | અમદાવાદ. |
| ૭૮ | રા. ધનાભાઈ રામજી | ૧—૦—૦ | ,, |
| ૭૯ | ભકત ખાનાભાઈ બીજલભાઈ | ૧—૦—૦ | ,, |
| ૮૦ | રા. ડાહ્યાભાઇ ચીકાભાઇ | ૧—૦—૦ | વેલાનો વાસ |
| ૮૧ | ગ. કાલીદાસ મોતીરામ કડીઆ | ૧—૦—૦ | ,, |

કુલ રૂા. ૨૩૫–૮–૦

## આભાર.

**પટણી**—સેવા સમાજ તરફથી "નવયુવક મંડળને દાન. રૂ. ૧૫–૦–૦
હસ્તે પ્રેસીડેન્ટ મી. ગંગરામ ઝવેરભાઇ ઠે.–વેલાનોવાસ. અમદાવાદ

**દાનવીર શેઠ.**

ગણુપતભાઇ ઝવેરભાઇ પટણી––તરફથી "નવયુવક" મંડળને દાન
ઠે. વેલાનોવાસ. અમદાવાદ રૂ. ૨૫–૦–૦

ઉપરોકત જણાવેલ ઉત્સાહી પટણી–સેવાસમાજના તથા દાનવિર શેઠ ગણુપતભાઈ ઝવેરભાઇએ અમોને જ્ઞાતિહિતના કાર્ય માટે જે મદદ આપી છે તે માટે તે સર્વે સદ્દગૃહસ્થોનો અમો ખરા હૃદયથી આભાર માનીએ છીએ અને આશા રાખીએ છીએ કે તેઓશ્રીને આવા શુભકાર્યમાં મદદ આપવા બદલ પરમકૃપાળુ પરમાત્મા તેમને સહાય કરે એજ શુભ આશાઃ–

**માનપત્રના ખર્ચ પ્રસંગે થએલી ખર્ચની રકમ તથા તેની વીગત નીચે મુજબ.**

| વિગતવાર રકમ. | રૂ. | આ. | પાઇ |
|---|---|---|---|
| માનપત્ર માટે ચાંદીનું કાસ્કેટ | ૩૨ | ૧૨ | ૬ |
| મંડપની બંધામણીના | ૩૦ | ૦ | ૦ |
| બેન્ડવાજાના | ૧૫ | ૫ | ૦ |
| ફેટોગ્રાફરના | ૧૪ | ૪ | ૦ |
| માનપત્રની છપામણીના | ૧૧ | ૦ | ૦ |
| ફુલહારના | ૧૧ | ૬ | ૦ |
| મોટર, ગાડી, ઘોડાનું ખર્ચ | ૧૦ | ૮ | ૦ |
| હેન્ડબીલની છપામણી | ૭ | ૦ | ૦ |
| ખુરશી, ટેબલ, ભાડાના | ૫ | ૪ | ૦ |
| ચાંદીનો મેડલ, પં. કૃષ્ણદાસ માટે | ૩ | ૧ | ૬ |
| મુંબઈ તારના | ૨ | ૫ | ૦ |
| ચા-નાસ્તો | ૫ | ૦ | ૦ |
| સેવાનંદ કૃષ્ણદાસ, રેલ્વેગાડી મુસાફરીનું ખર્ચ | ૭ | ૦ | ૦ |
| રંગીન કાગળો, આસોપાલવ વિ. | ૨ | ૧૨ | ૦ |
| ટપાલ, ટાંપ વિ. | ૪ | ૯ | ૦ |
| ખાદીના. | ૨ | ૦ | ૦ |
| "નવયુવકમંડળનો" કોતરાવેલો બ્લોક | ૧ | ૪ | ૦ |
| પરચુરણ ખર્ચ. | ૧૨ | ૧૪ | ૦ |
| કુલ આંકડો. ખર્ચનો | ૧૭૭ | ૩ | ૦ |

**કોઠારી સેવક સેવાનંદ.**

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૨૭૫–૮–૦ | ડૉ. આંબેડકર સાહેબની પધરામણી વખતે થએલા ફાળાની તથા "અંત્યજોને ચેતવણી" નામનું સાહિત્ય છપાવવા ઉઘરાવેલા ફાળાની કુલ રકમની આવકની યાદી. | ૧૭૭–૩–૦ | ડૉ. આંબેડકર સાહેબના માનના માનપત્ર વખતે થએલા ખર્ચની યાદી. |
| | | ૩૯–૦–૦ | "અંત્યજોને ચેતવણી" નામનું પુસ્તક છપામણી વિ. |
| | | ૧૬–૨–૦ | બે બ્લોકના |
| | | ૧૨–૦–૦ | લખામણીના |
| | | ૫–૦–૦ | પં. કૃષ્ણદાસને ખર્ચ પેટે આપ્યા. |
| | | ૫–૦–૦ | ફોટાના |
| | | ૫–૦–૦ | પરચુરણ ખર્ચના |
| | | ૫–૦–૦ | પોસ્ટની ટીકીટો |
| | | કુલ રૂ. ૨૬૪–૫–૦ | |

ઉપર મુજબ થએલા ખર્ચનો હિસાબ રૂા. ૨૬૪—૫—૦
આવક સાથે બાદ કરતાં વધારો રૂા. ૧૧–૩—૦ છે.

લી. કોમી સેવક સેવાનંદ

સદરહુ ફાળામાં 'નવયુવક મંડળ કાર્ય' કર્તાઓએ તથા દરીઆપુર મહોલ્લાના આગેવાનોએ તથા બીજા અંત્યજ કોમના જાતિહિતચિંતક આગેવાનોએ તથા બીજા સદ્‌ગૃહસ્થોએ ખરાહૃદયની લાગણીથી આ શુભ કાર્યમાં પોતાની યથાશકિત પ્રમાણે જે કાંઇ ફાળો આપી મદદ કરી છે તે બદલ હું તે દરેક સદ્‌ગૃહસ્થોનો હાથ જોડી આભાર માનું છું પરમકૃપાળુ પરમાત્મા તેમને લાંબુ આયુષ્ય અર્પે તથા સદ્‌બુધ્ધિ આપો એવી મારી દીન વિનંતી છે એજ શુભ યાચના.

સુચના—

આથી દરેક સદ્દસ્થોને વિદીત કરવામાં આવે છે કે 'નવયુવક મંડળ' નામે અમારા સહી સીકકાવાળી પહોંચ વગર નાણાં આપવાં નહિ. તેમજ જે કોઈ આપશે તેના અમો જવાબદાર નથી.

લી૦ કોમી સેવક સેવાનંદ.

## અંત્યજોના સુધારકોને ચેતવણી.

ગુજરાતી પંચના પાના નં. ૩૦ના કોલમમાં "સંમેલન" ના ઠરાવોમાં અંત્યજોદ્ધાર" હેડીન્ગમાં—હિન્દુજાતિના અગત્યના અંગરૂપ અંત્યજ ગણાતા ભાઇ બ્હેનોને હિન્દુસમાજમાં રાજકીય, સામાજીક, અને ધાર્મિક સમાન દરજ્જો આપવો જોઇએ આ બાબતને અમદાવાદના રહીશ મુળદાસ વૈશ્યે ટેકો આપ્યો છે તો તેના જવાબમાં હું તે મહાશયજીને પૂછું છું કે તમોએ તમારી અત્યાર સુધીની કારકિર્દીમાં આવા અનેક ટેકો આપ્યા હશે અને છે પણ તેમાંનો કયો લાભ તમારા 'અંત્યજ' ભાઇઓને મળ્યો છે તે જણાવશો?

**અંત્યજ ભાઇઓ તમારા ખાસ લાભની વાત નીચે છે તે તરફ જરા નજર કરશો.**

**—:ગુજરાત પત્રિકા શનિવાર—તા. ૧૧ મી જુલાઇ સને ૧૯૩૧ માં પ્રસિધ્ધ થએલા પૂજ્ય ડૉ. પુરૂષોતમ સોલંકી તરફથી સ્ટાર્ટ કમીટી તરફ મુંબાઇની ધારા સભામાં અમલમાં મુકાવા રજુ કરેલા ઠરાવો.**

૧ સ્ટાર્ટ કમીટીએ નીચેની ભલામણોને તુરત અમલમાં મુકવી.

(અ) પછાત વર્ગોમાંથી એક સલાહકારક મંડળ નીમવું; (બ) એમાંથી નાની સ્કીમ અમલમાં મુકવી; (૩) દરેકે દરેક સ્કુલ, કોલેજો, સરકારી ઓફીસો વિગેરેમાં તે રીપોર્ટના પરિશિષ્ટમાં જણાવ્યા પ્રમાણે અમલ કરવો.

(૨) પછાત વર્ગને માટે પટાવાળા વિગેરેની ૩૦ ટકાની નીમણુંક જુદી રાખવી.

(૩) સરકારી નોકરીમાં ૧૦ ટકા જેટલી જગ્યાઓમાં યોગ્ય લાયકાત ધરાવતા પછાત વર્ગના ઉમેદવારો માટે રાખવી.

(૪) જે કોઇ પ્રાથમિક ઉચ્ચ કેળવણી આપતી શાળા તથા હાઇસ્કુલો અસ્પૃશ્ય લોકોને દાખલ કરવાની કે સરખા ગણવાની ના પાડે તો તેમની સરકાર તરફથી મળતી સહાય બંધ કરવી.

(૫) દરેક સુધરાઇના કુવા, ધર્મશાળા અને તળાવ ઉપર એવી જાહેરાતો મુકવી કે સદર જણાવેલી જગ્યાઓ દરેક મનુષ્ય અસ્પૃશ્ય સુદ્ધાંને ઉપયોગ કરવા માટે છુટ છે. આ કાયદાનો ભંગ કરશે તેને સરકાર તરફથી શિક્ષા કરવામાં આવશે આ દરેક અંત્યજોને ઉપયોગની છે તે જાણવું.

---

## ભણકારા.

(સાંભળનાર મી. ભગત ભા૦)

પ્રસ્તાવ

અત્યાર સુધીમાં ગેબીગોળાથી ઘાયલ થએલાઓની તપાસ માટે મી. ભગતાજીત ગયા હતા. તેથી આ વખતે 'ગેબીગોળા' ની સામગ્રી તૈયાર થઇ શકી નથી. પરંતુ તેમની મુસાફરી દરમ્યાન તેમના કાને થોડાક ભણકારા પડયા છે. તે અત્રે રજુ કરીશું.

### ધર્મના નામે ધતીંગ

સાંભળવા પ્રમાણે આજુ વિસમી સદીમાં ધર્મના નામે ધતિંગ ચલાવી ગુજરાતના ગામડે, ગામડે, તથા અમુક શહેરોમાં રખડ કરી અંત્યજ ગણાતી ભોળી, અને અજ્ઞાન કોમની આંખે ઉંધા પાટા બાંધી, પોતાની લાગવગ તથા પોતાના આડંબરથી આંજી પોતાના મળતીયાઓની સલાહથી આ કોમના કેટલીક ભોળી અને અજ્ઞાન બ્હેનોને તથા ભાઇઓને ફસાવી આડે રસ્તે ચડાવનાર, તથા તેમની સામે પગ ભરનારનો તેમનાજ જેવા, ખટપટીયાની મદદથી તેનો ચુરો કરનાર ધોળા દુધ જેવા કપડાં પહેરી ફરનાર ( બગભકત ) ઉર્ફે મહંતના પાસમાં ન ફસાતાં તથા તેવા ( બગભકત ) ને નવગજના નમસ્કાર કરી દુર રહેવા દરેક સમજુભાઇઓને તથા બ્હેનોને અમારી નમ્ર અરજ છે તેમજ આવા કાળા કૃત્યો

કરનાર મહંતજી યાને બગભકતને પણ અમારી અરજ છે કે આ કાર્યોથી છુટા થઇ સદ્બોધ આપવો નહિ તો. '‌તેમની પોપલીલાનો પરપોટો ' સમય આવતાં ફુટી જશે. તેમનું પોલ જરૂર પ્રકાશશે. જેથી આટલેથીજ સમજી ચેતશે ને પોતાની વૃતિઓ ફેરવશે કે જેથી હમારે ફરી કલમના પ્રહારો કરવા ન પડે એજ ખાસ ધ્યાન રાખવા પુરતુ છે. સાહેબજી ફરી બીજી વખત–હાલતો એજ.

## સાવધાન.

સાંભળવા પ્રમાણે હિન્દુસ્તાનમાં આવેલા સિંધપ્રાંતના વતની તરીકે ગણાતી બે બાઇઓ પુરૂષોના વેશમાં ભગવાં કપડાં પહેરી ગુજરાતના ગામડે, ગામડે, રટન કરી "હું અનિવારણ" ધર્મના નામનો બોધ આપી તેમાંજ મુકિત છે. તેમ જણાવે છે. સદરહુ બાઇઓને " માતાજી તથા બ્હેનોથી " સંબોધતા ગુસ્સે થઇ તેવા શબ્દો ઉચ્ચારનારને ' માતાજી તથા બ્હેનો ' ન કહેતાં મહાત્માજી તથા બાપુજીથી ઓળખાવવા જણાવે છે. આમાં શું ભેદ હશે તે સમજાતું નથી. પ્રાચીન સમયમાં ઘણી બ્હેનોએ સ્રીવેષે પણ પોતાની કિર્તિને ઉજવળ કરી અમરનામના કરી છે. છતાં ને ચાલુ વીસમી સદીમાં આવા ધતિંગો થાય ? તેનો શો ભેદ હશે ? તે સમજી શકાતું નથી આ બ્હેનોને મહાત્માજી તરીકે પુજનાર કોઇપણ વ્યકિત આનો ખરો ભેદ જણાવશે કે ? તેમજ બીજા સમજુભાઇઓ આથી ચેતશે ? કે આ બાબતે તપાસ કરી વધુ બાબત જણાવવામાં આવશે.

———:*:———

## એકજ પ્રશ્ન

ચાલુ વિસમી સદીમાં ધર્મના નામે ધતિંગ ચલાવી મંડળો, અને સંસ્થાઓ ખોલી મંડળોમાં અને જાતિભાઇઓમાં ઉઘરાણા કરી મંદીરના નામે, ચાલીઓ, તમા ધર્મશાળાઓને નામે ઘરો બાંધનાર આ ગરીબડી, અને અણુસમજુ, ભોળી, કોમની આગેવાની ધરાવતા ધર્મના નામે ધતિંગ ચલાવનાર, કહેવાતા, ગણાતા, ધર્મ ગુરૂઓ તથા આગેવાનો કે જેઓ આ નાણાંનો ઉપયોગ કેવી રીતે કરી, એક હથ્થુ સત્તા જમાવી આ નાણાંની મદદવડે સ્થાપેલી સંસ્થાને પોતાની માલકી ઠરાવી પારકા પૈસે કેવા તાગડ ધીન્ના કરે છે. આ બાબતે નાણુંની મદદ આપનાર વ્યકિતને શો લાભ હશે ? આનો જવાબ આવી કહેવાતી ઉછીતી, આગેવાની ધરાવનાર, આગેવાન યા આવા ધર્મને નામે ધતિંગ ચલાવનાર કહેવાતા, ગણાતા, ધર્મગુરૂઓ આપશે કે ? જવાબ નહિ મળે તો હવે

પછી ખુલાસાવાર તપાસ કરી જાહેરમાં લાવવાની જરૂર પડશે. આ બાબતે આ કોમના સુધરેલા ભાઇઓ કાંઇ પગલું ભરશે કે ? બોલો મારા મહેરબાન શો પ્રશ્ન છે ? જવાબ આપશો કે ? સાહેબજી.

**અમદાવાદ મજુર મંડળના આગેવાનોને ચેતવણી,**

અમદાવાદમાં ( મજુરો માંટે ) મકાનોની ઘણીજ અગવડતા છે તે દેખીતું છે ને તેમને માટે મજુર મંડળના આગેવાન મી. નંદા જે પ્રયત્ન કરી રહ્યા છે તે બદલ હું તેમને ખરા હૃદયથી ધન્યવાદ આપું છું પણ આ બાબતે મારે જણાવવું પડે છે કે, આવા મકાનો માટે કોનો કોનો હકક છે ? મજુર ગણાતા અને મજુર નહિ ગણાતા, માલકી મકાનોની હયાતી ધરાવતા અને નહિ ધરાવતા, લાગવગવાળા કે બીન લાગવગવાળા કયા મજુરોનો હક્ક છે ? આ પ્રશ્નનો જવાબ આપના આ મકાનોની બાબતના દફતર તપાસી ચોકસ તપાસ કરી સત્ય શું છે તે જણાવવા આપના મજુર સંદેશમાં જાહેર કરવા કૃપા કરશો. જેથી કોઇપણ જાતની ભૂલ થવા પામે નહિ એજ.

લી૦ ભમતો ભૂત.

---

# મારો સંદેશો

અંત્યજ કોમના સુધારકોને તથા આગેવાનોને મારી નમ્ર અરજ એ છે કે, આપણા સુધારાને આડખીલી રૂપ થનાર (અસુધરેલા) સાધુ, બાવા, બ્રાહ્મણ, ગઢવી, તુરી, ભુવા ભગ ભકતો વિ. ભટકતા ભિખારીઓને કોઇપણ રીતે સમજાવી કામ ધંધે લગાડવા એ દરેક સમજુ ભાઇઓની ફરજ છે. અને કામ ધંધા કરી પોતાનુ જીવન ગુજારવું એ દરેક આવા અણસમજુ ભાઇઓની ફરજ છે. છતાં તે ન માને તો તેમને કોઇપણ જાતનો લાભ આપવો નહિ. એજ શુભ આશા છે.

પંડીત. કૃષ્ણદાસ નથુરામ શર્મા.

# દીલગીરી સાથે નોંધ.

આ નોંધ લેતાં અમો ઘણાંજ દીલગીર છીએ કે, અમદાવાદના વતની અને નવયુવકના સભાસદ ભાઇશ્રી દેવજીભાઇ તથા કપડવંજના વતની અને નવયુવકના મદદગાર ભાઇશ્રી અંબાઇદાસ સોમાભાઇ ચાલુ વર્ષના વૈશાખ માસમાં પોતાના વહાલા કુટુંબનો અને આ અજ્ઞાની દુનિયાનો ત્યાગ કરી સ્વર્ગવાસી થયા છે. પરમ-કૃપાળુ પરમાત્મા તેમના આત્માને શાંતિ આપો ને તેમના કુટુંબીઓને શાંતિ આપો.

**મારીનોંધ—**

**આથી ગુજરાત તથા મુંબાઇ ઇલાકામાં વસ્તા તમામ અંત્યજ ભાઇઓને આથી મારી નમ્ર વિનંતી એ છે કે, અત્યારસુધી મારી ટુંક બુદ્ધિ પ્રમાણે ગામડે, ગામડે, તથા અમુક શહેરોમાં રટન કરી મારી મુસાફરી દરમ્યાન આપણી કોમના દુઃખી ભાઇઓએ તરફ ઊજળીયાટ કોમ તરફથી વર્તાતો કેર જોતાં મારૂ હૃદય કકળી ઉઠયું છે. આ દુઃખો મુંગા મોઢે સહન કરવાનું કારણ તપાસતાં એ જણાય છે કે કેળવણીનો ખાસ અભાવ** ને તેના અંગે આ દુઃખો સહન કરવા પડે છે. જેથી મારા જ્ઞાતિ બંધુઓને મારી નમ્ર અરજ એ છે કે, દરેકે પોતાના બાળકોને કેળવણી આપવી. તેની સાથે સાથે આપણા **હિંદુ તરીકેના હક્કો પ્રાપ્ત કરવા સંગઠ્ઠન કરી હિંદુ સમાજ સામે કમ્મર કસી તૈયાર થવાની ખાસ જરૂર છે.**

હું કોઇને દુશ્મન બનાવવા માંગતો નથી. તેમજ હું કોઇનો પણ દુશ્મન નથી. પણ મારી બુદ્ધિપ્રમાણે મને જે સત્ય લાગ્યું છે અને જેમાં મારી જ્ઞાતિ હિતની મારી ફરજ શમાયેલીછે તે અદા કરવી એ મારો ખાસ ધર્મ છે.

સુધારો કરનાર દરેકભાઈઓને મારી ટુંક વિનંતી એ છે કે દરેકે પ્રથમ પોતે પોતાનું ધર કુટુંબ વિગેરેને કેળવણી આપી સારે રસ્તે દોરવા ત્યાર બાદ દેશને સુધારવા પગલું ભરવું. ઉપરની વાત સત્ય છે કે કેમ, તેનો પોતાના હૃદયપર હાથ મુકી ખુબ વિચાર કરજો અને તમારા અંતઃરઆત્માને પૂછશો કે મેં મારી કોમ માટે કાંઈ કર્યું છે ? જો ઉપરની વા સત્ય લાગે તો હમારા કામમાં સાથ આપશો નહિ તો મુંગા મોઢે બેસી રહેશો, પણ કોઈ સત્યકાર્ય કરનારને આડખીલી રૂપ થઇ જનતાને ન લજવશો તથા નપુંશક પ્રજા પેદા કરીકોમને આડખીલી રૂપ ન થશો. પાછળની પ્રજાને સારા રસ્તે દોરવા પ્રયત્ન કરશો. એવી મારી શુભ આશાછે.

**કોમી સેવક સેવાનંદ.**

# કથની

વ્હાલા વાંચક બંધુઓ.

આ અણસમજુ, ભોળી ને વારસ વિનાની મારી કોમ કે જે આજ હજારો વરસો થયાં મુંગા મોઢે ઉજળીઆટ અને પાખંડી કોમના પગ તળે કચડાઇ છુંદાઈ રહી છે, તેમના દુઃખો નજરે જોયાં, સાંભળ્યાં. તે મેં જનતા સમક્ષ જાહેરમાં લાવવા મારી અલ્પબુધ્ધિ પ્રમાણે અંધકારના ખાડામાંથી બહાર કાઢવા અને મનુષ્ય હકકોથી વાકેફ કરવા અત્યાર સુધી જે જે પ્રયત્નો કર્યાં છે તેને સફળ કરવા સમજુ વાંચક બંધુ સહાય કરશે એજ યાચના ???

અત્યારસુધીમાં અમારા તરફથી પ્રસિધ્ધ થએલા સાહિત્યો, છુટીછવાઇ પત્રીકાઓ નિકળે છે તથા હાલ 'નવયુવક' માસિકનું કાર્ય ગયા માસથી મુલત્વી રાખવાનો ઠરાવ કર્યો છે વાંચકને ખાસ ધ્યાનમાં રાખવાનું કે 'નવયુવક'નું કાર્ય લાંબી મુદત સુધી બંધ રહેશે.

નહિ. માસિકને હાલ શાતિ ખોટ છે તે તો આપ સૌ ભાઇબ્હેનોને ખબર હશે. દરેક સમજુ ભાઇબ્હેનોની ફરજ છે કે પોતાની યથાશકિત પ્રમાણે જોઇતી સગવડ કરી આપવા કમ્મરકસી પોતાની ફરજ બજાવવી. આ પુસ્તક પ્રગટ થયા બાદ થોડા સમયમાં 'નવયુવક' માસિક પ્રગટ કરવામાં આવશે. સાથે અમારે દીલગીરી સાથે એટલું જણાવવું પડે છે કે 'નવયુવક' માસિકના ગ્રાહકો તરફથી જુજ જેવી રકમ મળી છે. 'નવયુવક' માસિકનો ખર્ચ લગભગ રૂ. ૧૦૦) નો છે જેથી નિયમિત રીતે લવાજમનાં નાણાં ગ્રાહકો તરફથી ન મળે તો ખોટને શી રીતે અમારે પહોંચી વળવું ?

બાર માસનો એક રૂપીઓ ગમે તેવી ગરીબ સ્થિતિનો માણસ પણ આપી શકે. પરંતુ આ વાત એક વેળા મનમાં ઠસાવી જોઇએ. દર વરસે આપણે કેટલાં બધાં નાણાં નહિ જેવા ખર્ચમાં વાપરી નાખીએ છીએ. તો શું જ્ઞાતિહિતના આવા કાર્યમાં વાપરવા માટે તમો એક રૂપીઆ જેવડી નજીવી રકમ આપી મદદ ન કરી શકો ? એક રૂપીઆના બદલામાં આપને બાર માસ સુધી અમારા તરફથી જુદીજુદી વાનીઓનું ભોજન મળે છે છતાં એટલી જુજ જેવી રકમ માટે બેદરકારી દેખાય એ ખરેખર અમોને નિરાશા ઉત્પન્ન કરે એવું નથી ?

અમારા સુજ્ઞ ગ્રાહકોને વિનંતી કરીએ છીએ કે આપનું લવાજમ બાકી હોય તો સવેળા તાકીદે અમારા પર રવાના કરવા ભૂલશો નહિ.

કોઈ પણ સમાજની યા જ્ઞાતિની સેવા કરવાની ઇચ્છા રાખનાર વ્યકિતઓને ઘણીવાર અનેક સંકટોમાંથી પસાર થવાનું હોય છે. તેવીજ રીતે સેવકે જ્યાં શકિત અનુસાર ફરજ બજાવવા આશા રાખેલ ત્યાં પણ જાતિહિતના કાર્યને ધોકો પહોંચાડવા માટે જે જે પ્રયાસો થયા છે. તે ફકત આજકાલના સુધારાના બણગાં ફુંકતા હિમાયતીઓનેજ આભારી છે. તેના સાથે સાથે આ કોમની ઉછીની આગેવાની ધરાવતા. ટુકડા રોટલા માટે દીન ગુજારનાર અને જાતિહિતને ઠોકર મારનાર એ નરપિશાચોથી જે સંકટો સહેવા પડે છે તે તો અનહદજ છે તેમનો હેતુ એ છે કે, આ કોમમાંથી યુવાનો કોઈ પણ રીતે સારા પાયા ઉપર આવે તો તેમને દેખીતી રીતે આડખીલીરૂપ થઇ પડે, અને સ્વાર્થીઓનાં પોલ ઉઘાડા થઈ જાય, જેથી આવા કાર્યને તેઓએ જડસળાથી ઉખેડી નાખવા બનતી મહેનત કીધી છે અને હાલ પણ પ્રયાસ ચાલુજ છે, આવાં સંકટોમાંથી પસાર થવું એ ઘણુંજ મુશ્કેલી ભર્યું હોયજ એમ સહેજે દરેક વાંચક બંધુ સમજી શકશે.

જગદીશ્વર પાસે આટલું માગું છું કે અમારાપર આવેલાં સંકટો દૂર કરે તથા જાતીહિતના કાર્યમાં સહાય કરવા નવા સેવકો ઉભા કરે તેમજ સૌને સુબુધ્ધી આપે એટલું માગી અત્રે વીરમું છું

લી૦ હું છું
**આપનો દાસ સેવાનંદ.**

# અમારી કોમની નૌકા.

( ગઝલ )

અમારી કોમની નૌકા ચ્હડી છે "નાથ" ચકડોળે;
કૃપા લાવી દયાનીધિ! હવે તું તુર્ત તારી દે.
ફસી છે ક્રુરસિંધુમાં ઉછળતા દ્વેષનાં મોજાં;
વર્ષ્યો પાપી પવન પુરો સકળ કષ્ટો વિદારી દે.
ખરે સિંધુ તણુ સઘળું ઉછળતું જોરથી પાણી;
છતાં તોફાનને તાણી કૃપાળુ તું ઉગારી લે.
છવાયાં દુઃખના વાદળ નથી કંઇ સ્હાય ત્યાં કો'ની;
કિનારાની નહિ આશા હવે તું સદ્ય તારી લે.
નિરાશા અંતરે વ્યાપી શકું શું માપ તે માપી;
રહુંછું એજ હું યાચી દયાળુ નાવ તારીદે.
નથી જ્યાં રાહમાં જયોતિ તિમિર ચોપાસ ભાસે છે;
હવે તે અંધતા ભેદી સબળ જયોતિ પ્રસારી દે.
અનાથો ભુલના ભોગી સકળને આશરો ત્હારો;
ખરે તે સુત્રને માની દયાળુ સ્હાય ત્હારી દે.
રૂદન પોકાર આ માની અરજ અમ ધ્યાનમાં લેતાં;
અમારા મસ્તકે વ્હાલા! સમજશકિત વધારી દે.
ડુબે છે કોમની નોકા નિહાળી કાય કંપે છે;
"નિરાશામાં અમર આશા," ફરી દાતા પ્રસારી દે.

# મ્હારા સિદ્ધાંન્તો.

મ્હારો સિદ્ધાન્ત કોઇપણ વ્યકિત, ધર્મ સમાજ, સંસ્થા યા કોઈપણ 'રાજકર્તા શાસનને હાનિ પહોચે એ મ્હારો સિદ્ધાન્ત નથી. પણ મારી અજ્ઞાન, અણસમજુ, ગરીબડી, 'અંત્યજ કોમનો' કોઈપણ રીતે ઉધાર થાય અને જેમ બને તેમ આભડછેટ રૂપી ગુલામી જંજીરમાંથી છુટા થાય એ મારો મુળ હેતુ છે·

(૧) આભડછેડ દુર કરવા (૨) વેઠની ગુલામીમાંથી સતંદર મુકત કરવા (૩) કેળવણી (૪) મનુષ્ય તરીકેના "સ્વતંત્ર" હકકો પ્રાપ્ત કરવા અને કરવા એ મારો મુળ હેતુ છે.

આ કોમ પ્રત્યે સાચા હૃદયની લાગણી ધરાવતા દરેક સમજુ "યુવકો" ની આ ફરજ છે. એવું સમજતા હોતો આવો અમુલ્ય અવસર આવ્યો છે તેને વધાવી લઇ, આવી રાક્ષસી, જુલ્મી બેડીયોના બંધનમાંથી મુકત થઇ તમારી અજ્ઞાન કોમનો ઉદ્ધાર કરવા કમ્મર કસી તૈયાર થાવ, અને આ જગતમાં અમરકિર્તી મેળવો. ઉઠો ! મેદાને પડો, છે કોઇ ?

સત્યના પંથે ચાલનારને કદાપી આંચ આવતી નથી, સ્વાર્થ વૃત્તિ અને માન ખાટનાર, દુનિયામાં કદી ફાવતો પણ નથી. એ નક્કી યાદ રાખજો. એજ શુભ આશા.

લી. કોમી સેવક સેવાનંદ.

આ ચોપડી રીચીરોડ બાલાહનુમાન પાસે આવેલા શ્રી શારદાવિજય પ્રિ. પ્રેસમાં
ભાવસાર હરગોવનદાસ નરસીદાસે છાપી.